નાયી બ્રાહ્મણ ગ્રંથમાળા--પુસ્તક ૬

# નાયી બ્રાહ્મણ કાવ્યમાળા

## ભાગ ૨ જો

સંગ્રહ કરી છપાવનાર
મૂળચંદ મગનલાલ શર્મા
ઉપમંત્રી ગુજરાત પ્રાંતિક નાયી બ્રાહ્મણ સભા
જમાલપુર દરવાજા પાસે—અમદાવાદ

શ્રી નર્મપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે
છાપી. ઠેકાણું-પાનકોર નાકા--અમદાવાદ

આવૃત્તિ ૧ લી      પ્રત ૧૦૦૦      સંવત ૧૯૮૭

કિંમત એક આનો

# નિવેદન

નાયીના બ્રાહ્મણત્વની હીલચાલ ગુજરાત પ્રાંતમાં શરૂ થયા પછી જ્યારે પ્રાંતિક સભાના કાર્યકર્તાઓ ગામડાંમાં જતા ત્યારે તેમની આજુબાજુ નાનાં બાળકો વીંટળાઇવળી ચોપડીની માગણી કરતાં. કેટલાંક તો પોતાના બાપ પાસેથી પૈસા કઢાવી ચોપડીને બદલે નાયી બ્રાહ્મણ હિતેચ્છુ માસિકનો એકાદ અંક ખરીદીને સંતોષ માનતાં. ગુજરાત પ્રાંતમાં પ્રચાર કરનારને પણ જ્યાં જવાનું થતું ત્યાં માસિકની ફાઇલો વખતો વખત પોતાની સાથે લઇ જવી પડતી. એટલું તો નહિ જ પરંતુ જ્ઞાતિને હમેશા જાગૃત રાખવાને માટે આવા પુસ્તકની ખાસ જરૂર અમોને જણાઈ અને તેજ કારણે ગુજરાત પ્રાંતિક નાયી બ્રાહ્મણ સભાને અંગે ચાલતી "નાયી બ્રાહ્મણ ગ્રંથમાળા"ની યોજના દ્વારા નાયી બ્રાહ્મણ હિતેચ્છુ માસિકમાં છપાઈ ગએલાં કાવ્યોમાંથી પસંદ કરી આ છઠ્ઠું પુસ્તક "નાયી બ્રાહ્મણ કાવ્યમાળા ભાગ ૨ જો" જ્ઞાતિબંધુઓ સમક્ષ રજુ કરવાને ભાગ્યશાળી થયા છીએ. આશા છે કે જ્ઞાતિબંધુઓ તેનો યથાર્થ લાભ ઉઠાવશે.

અમદાવાદ
ધનતેરશ, સં. ૧૯૮૬

ફુલચંદ મગનલાલ શર્મા
ઉપમંત્રી ગુ. પ્રાં. ના. બ્રા. સભા

॥ ओ३म् ॥

# નાયી બ્રાહ્મણ કાવ્યમાળા

## ભાગ ૨ જો

## ઇશ્વર પ્રાર્થના

(ગજલ)

પ્રભુ અમ બાહુમાં બળ દે, બજાવા જ્ઞાતિની સેવા;
ભરો હૈયે રૂડા ભાવો, સદા શુભ સેવને સ્મરવા. ૧

સદા નિર્મળ મતિ દે તું, ખરૂં ખોટું સમજવાને;
પરમ પ્રીતિ વધારી દે, પરસ્પર પ્રેમ વધવાને. ૨

દયા ને પ્રેમ દે પ્રીતે, દીનોનાં દુઃખ દહવાને;
સદા દે ધૈર્ય ને શાંતિ, શિરે આફત સહવાને. ૩

સદાએ મન વચન કર્મે, વિમળ શુભ ભાવના દેજે;
સકળમાં ઐકય ભાવોનાં, છલોછલ ઉર ભરી દેજે. ૪

સતત ઉત્સાહ ઉદ્યોગો, તથા હુન્નર અને વિદ્યા;
નિરંતર તે વધારી દે, જીવનમાં ઉન્નતિ કરવા. ૫

જેતલપુર નારાયણ આશારામ માસ્તર

# નાયીઓની પરાધીનતા

## ( રાગ–સખી સ્વપ્ન માંહી મન મોહનજી )

સુણો નાયી બંધુ તણી કથની, મુખથી નવ જાય શકી વર્ણવી;
અજ્ઞાન દશાથી અંતરની, મમ દાહ હોલવે કોણ સખી. ૧
અલ્પજ્ઞ આળસુ કોમ બની, વેદોક્ત કર્મ ગઈ વિસરી;
નીતિ ધર્મ કર્મની સાન નહિ, જ્યાં સાન નહિ ત્યાં ભાન કહીં. ૨
વિદ્યાહીન બાળક રડવડતા, પર કોમની ધાક થકી ડરતા;
ગુલામગીરીમાં સડવડતા, કોણ મુક્ત કરે ભવ બંધનથી. ૩
વર્ણાશ્રમ ધર્મ ગયા વિસરી, નિજ જ્ઞાતિ તણી માલા વિખરી;
કુસંપ ઇર્ષ્યા દ્વેષ ખરે, મત પાખંડ ભેદમાં ફસાઇ રહે. ૪
સત્કાર મળે નહિ જોતાં જડે, અપમાન તણા તો ઓધ વળે;
પરકોમ સત્તામાં જ્ઞાતિ સડે, પરાધીન થઇ નિજ પેટ ભરે. ૫
અલ્પ દામ લઇ સૌ કામ કરે, સ્વજ્ઞાતિ બંધુ પર ઇર્ષ્યા ધરે;
પરકોમની સાથે પ્રીત કરે, એમ ગુલામગીરી તો વધતી ખરે. ૬
દંત વાતાવરણનું ભાન કરી, સત વસ્તુની સોબત નવ કહીં;
અજા સંગમાં સિંહ ચારો ચરી, ભય વ્યાપ્યો મુખમાં ઘાસ ગ્રહી. ૭
નિત્યકર્મ ધર્મનું ભાન નહિ, વેદોક્ત વચન વિશ્વાસ નહિ;
મૃગજળ પીવાની આશ રહી, સબ મુડી ગુમાવી અપને ઘરકી. ૮
બ્રહ્મચર્ય અવસ્થા બાળકની, બળ બુદ્ધિ વીર્ય કમાવનકી;
ગૃહસ્થાશ્રમે લીધો જકડી, નિજ નારી ફંદ ફસાઇ રહી. ૯
અવિદ્યા સંગ કામના અંધ બને, વેદ વચન ઉલંઘન કાર્ય કરે;
દુધ પીતા છોડને મૂળથી હણે, અલ્પ આયુષી પોતે બને. ૧૦

મિથ્યાવાદી સંતાન ભયે, અહંતા મમતા જગમાંહી વધે;
કેળવણી વખતે લગ્ન કરે, ગૃહ ચિંતાથી ઐશ્વર્ય હરે. ૧૧
ગૃહસ્થાશ્રમ નભવો કઠિન પડે, નિજ દેશ છોડી વિદેશ ફરે;
કર વધતાં રળવું નવ ગમે, કર ભરવા કન્યાવિક્રય કરે. ૧૨
કન્યા વેચી દેવું મુક્ત કરે, કર છુટવા જલદી લગ્ન કરે;
કન્યાદાન દેવા ભૂખે મરે, નિજ માતપિતા લઇ ફેરા ફરે. ૧૩
જબરાઈના કારણે ખર્ચ કરે, નિજ સગાં સહોદર એકઠાં કરે;
શીરા પુરી કંસાર વડે, સ્વજ્ઞાતિ જમે કન્યાવિક્રયે. ૧૪
વિચાર વિહીન *કરે ધંધા, સૌ જ્ઞાતિબંધુ થયા અંધા;
અંધે અંધ કોની સાક્ષી ભરે, પત્થર સમુદ્રમાં કેમ તરે. ૧૫
સુધર્મનાં પાલક કર્મ કરે, નિજ ઉન્નતિમાં ચિત્તની વૃત્તિ ધરે;
વૃત્તિમાં જ્ઞાનાભાસ થશે, આભાસના જ્ઞાને મુક્તિ થશે. ૧૬

**મીઠાવરવા** **પરશોતમ ઉગરાભાઈ નાયી બ્રાહ્મણ**

## નાયી બ્રાહ્મણકા ઝંડા

### ( રાગ–વેદોંકા ડંકા આલમમેં )

નાયી બ્રાહ્મણકા ઝંડા નાયીઓંમેં ફરકા દીયા દેશ ભારતમેં;
નાયી બ્રાહ્મણને ડંકા નાયીઓંમેં બજવા દીયા દેશ ભારતમેં—ટેક
નાભિક પુરાણસે સાબીત કરને લગે
નાયી અપના ગૌરવ સમજને લગે
સત વેદ પ્રકાશીત કરકે નાયીઓં ઉપવીત ધારણ કરતે હૈં—નાયી. ૧
ધન્ય રેવતીપ્રસાદજી શર્માકો
વેદોક્તકા જ્ઞાન દીખાયા સબકો
વેદોંકા શંખ બજા કરકે સંદેશ સુનાયા નાયીઓંમેં—નાયી. ૨

વિદ્વાન બુલાયે નાયી જાતિકે
શાસ્ત્રાર્થ કીયા ઇકઠ્ઠે મીલકે
આગ્રા સંમેલન ભર કરકે સાબીત કીયા નાયી બ્રાહ્મણ હૈ—નાયી. ૩
શેર જૈસે હૈ શિવરામ શર્મા
નાયી બ્રાહ્મણ હૈ જગ સિદ્ધ કીયા
લે હાથ ઝંડા નાયી બ્રાહ્મણકા ઇસ આલમમેં ફરકાતે હૈં—નાયી. ૪
પ્રભુ ઐસે વીરજન પ્રાપ્ત કરો
એહી ભારતમેં આબાદ રખો
પ્યારે **શિવલાલકી** બીનતી સુનકર હરદમ ઝંડા ફરકાયા કરો—નાયી. ૫

**પેથાપુર** **શિવલાલ અમથાભાઈ નાયી બ્રાહ્મણ**

## લીમ્બચ સ્તુતિ

હું શોધું માત તમને ક્યાં,
વિજય વન કે નગર જનમાં;
બતાવો ભેદ બાળકને,
જનેતા શોધું તમને ક્યાં. ૧
કહો અપરાધ શો મારો,
નહિ દેદાર દેખાડો;
વળગતો છું હું તમને પણ,
છતાં તમ ક્રૂર કાં થાઓ. ૨
ભટકનો ભૂલમાં અહીં તહીં,
જનુની ક્યાં અમથી ન્યારાં છો;
વસ્યાં છો અંતરે મારા,
અણુ અણુમાંજ વ્યાપ્યાં છો. ૩

નહિ કદી દૂર થાવાના,
નિરંતર સ્તુતિ કરવાના;
સ્મરીશ પૂજીશ પ્રહર આઠે,
ન અળગાં લેશ કરવાના. ૪

નડિઆદ ગોરધનદાસ નાથાભાઈ પારેખ

## બંધુ શિવરામ શર્મા છે

### ( ગઝલ )

અમારા શિરના છે તાજ, જીવન જ્ઞાતિ સમસ્તેના;
અમોને પ્રાણથી પ્યારા, બંધુ શિવરામ શર્મા છે. ૧
તપોબળ જેહનું આજે, સકળ નાતે પ્રકાશે છે;
તપસ્વી કોમના હીરા, બંધુ શિવરામ શર્મા છે. ૨
પઢાવ્યો મંત્ર જ્ઞાતિને, નાયી બ્રાહ્મણ હિતેચ્છુનો;
અમારૂં હિત કરનારા, બંધુ શિવરામ શર્મા છે. ૩
સુતેલા બાળ જ્ઞાતિના, જગાડયા હિતેચ્છુ દ્વારા;
છીએ બ્રાહ્મણ વદનારા, બંધુ શિવરામ શર્મા છે. ૪
ભૂલાવી ભેદ કુસંપોના, કર્યા એકત્ર સર્વેને;
અમારા ચક્ષુના તારા, બંધુ શિવરામ શર્મા છે. ૫
કરીને દ્વેષ પણ ન્યારો, બતાવ્યો પ્રેમનો રસ્તો;
હૃદય જ્યોતિ જગવનારા, બંધુ શિવરામ શર્મા છે. ૬
દુઃખીયારી કોમને ખાતર, અસહ્ય કષ્ટ વેઠે છે;
ખરા એ કોમ ઉદ્ધારક, બંધુ શિવરામ શર્મા છે. ૭
ભરીને નાયી પરિષદ, સુણાવ્યો પાઠ સુધારાનો;
ઘણું જીવો જ્ઞાતિવીરા, બંધુ શિવરામ શર્મા છે. ૮

કુમીયાણી લીલાધર ઝીણાભાઇ નાયી બ્રાહ્મણ

# નાયીનું બ્રાહ્મણત્વ

## ( રાગ—વેદોંકા ડંકા આલમમેં )

છે વેદ વિદીત ખરે જગમેં, નાયી બ્રાહ્મણ જ્ઞાતિ બ્રાહ્મણ છે;
ઓમકાર મંત્ર અધિકારી છે, નાયી બ્રાહ્મણ જ્ઞાતિ બ્રાહ્મણ છે. ૧
વેદોક્ત ક્ષૌરનું કર્મ કરી, સૂતકીઓને શુદ્ધ કરવાને;
સશાસ્ત્ર સિદ્ધ હથિયાર ગ્રહે, નાયી બ્રાહ્મણ જ્ઞાતિ બ્રાહ્મણ છે. ૨
મતિ મંદ મસ્ત મતવાદીને, સશાસ્ત્રથી સિદ્ધ બતાવાને;
કર્તવ્ય ધ્વજા ફરકાવાને, નાયી બ્રાહ્મણ જ્ઞાતિ બ્રાહ્મણ છે. ૩
વૈદિક સંદેશ સુણાવાને, વર્ણાશ્રમ ધર્મ શીખાવાને;
સુખ શાંતિ સુધા વરસાવાને, નાયી બ્રાહ્મણ જ્ઞાતિ બ્રાહ્મણ છે. ૪
સ્વજાતિ ભાન કરાવાને, નવજીવન જ્યોત જગાવાને;
અંધકાર અવિદ્યા દૂર કરવા, નાયી બ્રાહ્મણ જ્ઞાતિ બ્રાહ્મણ છે. ૫
ધન્ય રેવતીપ્રસાદજી શર્માને, શૂરા શિવરામજી સરખા સિંહો;
ભારતમેં સૌથી સિદ્ધ કર્યું, નાયી બ્રાહ્મણ જ્ઞાતિ બ્રાહ્મણ છે. ૬

ઊંઝા — કવિ શોખીન

# સામાન્ય સદ્‌બોધ

## (ગઝલ)

ઘણા યુગ શાંતિની આશે, અશાંતિમાં ગુમાવ્યાં છે;
તથાપિ શાંતિ ના પામ્યા, ઉન્નતિ જ્ઞાતિની કરવા. ૧
રૂડા ઉદ્દેશથી પ્રભુએ, તમોને જન્મ તો દીધો;
દુ:ખો ના લેશ હો વેઠયાં, ઉન્નતિ જ્ઞાતિની કરવા. ૨
હૃદયના દોષ દફનાવા, જરૂર ક્રિયા કઠણ કરવી;
શરીર નહિ ક્ષીણ તો થાયે, ઉન્નતિ જ્ઞાતિની કરવા. ૩

ઉદર ભરવાના નિમિત્તે, સદા કર્મો કરો કાળાં;
ફુરસદના લેશ પણ લીધી, ઉન્નતિ જ્ઞાતિની કરવા. ૪
ન સાથે કંઇ પણ આવે, ધમાધમ શી મચાવી છે;
તટસ્થ ચિત્તને રાખો, ઉન્નતિ જ્ઞાતિની કરવા. ૫
બીજાઓનું બગાડીને, ભલું પોતાતણું કરવું;
અજબ છે રીત દુનિયાની, ઉન્નતિ જ્ઞાતિની કરવા. ૬
અશાંતિ આપો અવરને, તમારી શાંતિના અર્થે;
જલાવો એવી વૃત્તિને, ઉન્નતિ જ્ઞાતિની કરવા. ૭
અમૂલું સબળ ને ઉંચું, તમોને સાધન છે મળીયું;
નાયી બ્રાહ્મણ હિતેચ્છુ, ઉન્નતિ જ્ઞાતિની કરવા. ૮
થોડો સમય બચાવીને, જ્ઞાતિના કામમાં દોડો;
પોચાલાલ ખરૂં કહે છે, ઉન્નતિ જ્ઞાતિની કરવા. ૯

ઠાસરા — પોચાલાલ બાપુજી કોન્ટ્રાકટર

## બ્રહ્મનાદ

બ્રહ્મનાદ ગાજે નાયી બ્રહ્મનાદ ગાજે;
કાંઇ વીર ગજાને આજ ભરતખંડમાં...ટેક.
દૈવી દુંદુભી વાગે દૈવી દુંદુભી વાગે;
કાંઈ વીરો વગાડે આજ હિંદમાં—બ્રહ્મનાદ.

### સાખી

બ્રાહ્મણ ઓળખતાં નાયીને કંઇક જનો હરખાય;
વાજીંત્ર વગાડે પૂર્વજો તેમનો હર્ષ ન માય.
તે નાદ સંભળાયે તે નાદ સંભળાયે;
નાદ સંભળાયે આજ હિંદમાં—બ્રહ્મનાદ.

### સાખી

નાયીઓ જો નેહથી કરે પ્રગતિ જગ માંહી;
કર જોડી નારણ કહે ઉન્નતિ થાશે ત્યાંહી.
ત્યાંજ ઉન્નતિ સમાઈ ઉન્નતિ સમાઈ;
ઉન્નતિ સમાઇ વાળંદની — બ્રહ્મનાદ.

નડિઆદ — નારાયણ ખોડાભાઇ વાળંદ

## હવે શાને મુંઝાઓછો

### ( કવાલી )

અરે ઓ જ્ઞાતિ બંધુઓ, વિચારીને જરા જુઓ;
કહે છે વેદ પોકારી, હવે શાને મુંઝાઓ છો. ૧
કરી કુસંપને અળગો, કરો સુસંપ સૌ સરખો;
નાયી બ્રાહ્મણતણા પુત્રો, હવે શાને મુંઝાઓ છો. ૨
તમારાં ખોલવા ચક્ષુ, તમારા દ્વેષને હણવા;
મહીને માસિક આવે, હવે શાને મુંઝાઓ છો. ૩
સુધારો વાંચીને કરશો, કુસંપને દૂર પરહરજો;
ભલે તમ જીવ જાએ તો, હવે શાને મુંઝાઓ છો. ૪
બનો માસિકના ગ્રાહક, નાયી બ્રાહ્મણ હિતેચ્છુના;
તેમાં સૌ વિગતો આવે, હવે શાને મુંઝાઓ છો. ૫
કુસંપથી દુઃખ પામો છો, છતાં તમ આંખ ના ખોલો;
જરા તો ચક્ષુ ઉઘાડો, હવે શાને મુંઝાઓ છો. ૬
કુસંપથી કલેશ તો થાએ, ઉદાસી દિવસો જાએ;
માટે કુસંપને ત્યાગો, હવે શાને મુંઝાઓ છો. ૭

કુસંપથી ધારેલાં કામો, તમારાં સિદ્ધ નવ થાએ;
સુસંપથી ધારશો કરશો, હવે શાને મુંઝાઓ છો. ૮
થાઓ એકત્ર બંધુઓ, છોડી કુસંપનો કેડો;
પછી આગળ ધપોને, હવે શાને મુંઝાઓ છો. ૯
તમારો ઉદ્ધાર થાવાનો, દિવસ નજીક આવ્યો છે;
છગન કહે કુસંપને ત્યાગો, હવે શાને મુંઝાઓ છો. ૧૦

છાપરાં — છગનલાલ ઉગરચંદ નાયી બ્રાહ્મણ

## પ્રગતિ કરો

### ( સોરઠી ગઝલ )

નાયી પ્રજા કેરી અતિ, દુર્બળ દશા દેખાય છે;
શિક્ષણ તણી ખામી થકી, અજ્ઞાનતા પેખાય છે.
વિદ્યા ગ્રહી વિદ્વાન થઇ, હિતકર ઇલાજો આદરો;
હોશિયાર બનીને નાયીઓ, નિજ જ્ઞાતિની પ્રગતિ કરો. ૧
નાયીઓ આજે સકળ, કુસંપમાં તલ્લીન છે;
દ્વેષી વલણ આપસમાં, દારિદ્રતામાં લીન છે.
કંકાશ સત્વર પરહરી, સંપે સદા સર્વે ફરો;
હોશિયાર બનીને નાયીઓ, નિજ જ્ઞાતિની પ્રગતિ કરો. ૨
સર્વે સ્થળે કંકાશ ને, ઇર્ષ્યા વલણ દૃષ્ટે પડે;
કંઇ સ્વાર્થમાં સબડી પડયા, જરા વાત માંહે લડે.
નિજ ધર્મના ઉપદેશ કેરા, સૂત્રને હૈયે ધરો;
હોશિયાર બનીને નાયીઓ, નિજ જ્ઞાતિની પ્રગતિ કરો. ૩
નાયી બ્રાહ્મણની જયોતથી, સંસારનો પંથ પેખજો;
નાયી બ્રાહ્મણ સિદ્ધાંતની, ઉત્તમ પદ્ધિ લેખજો.

ઉંઘ તણી શૈયા તજી, દુર્બળ દશાને પરહરો;
હોશિયાર બનીને નાયીઓ, નિજ જ્ઞાતિની પ્રગતિ કરો. ૪
ઐક્યમાં છે ઉન્નતિ ને, ઐક્યમાં કલ્યાણ છે;
કુસંપમાં કડવાશ છે ને, કંકાશ ઝેરી બાણ છે.
મણીલાલ વદે નાયીઓ બધા, બંધુ ગણી સ્નેહે ફરો;
હોશિયાર બનીને નાયીઓ, નિજ જ્ઞાતિની પ્રગતિ કરો. ૫

ભાલક મણીલાલ અંબારામ શર્મા

# ઓમ્ મંત્ર ભજો

( રાગ—મેરે મૌલા બુલાલે મદીને મુજે )

મમ જ્ઞાતિ સજ્જનો ઓમ્ મંત્ર ભજો;
રાખી મનને કાબુમાં કુસંપ તજો......ટેક.
સહુ જ્ઞાતિબંધુઓ મળી વાતો વિવેક વિચારશો,
સ્વજ્ઞાતિ કેરૂં શુભ ઇચ્છી કુધારા ધિક્કારશો;
એવું જ્ઞાતિ અભિમાન મનથી ધરો......મમ. ૧
વડીલ વૃદ્ધો સહુ જન અમ બાળને શીખ આપશો,
કુમાર્ગે જઇએ અમ યુવાનો સુમાર્ગ કંઇ બતલાવશો;
એવું મનમાં વિચારી કંઇ શીખ કરો......મમ. ૨
કુસંપ કલેશનું મૂળ છે કુસંપ દુઃખ અપાવશે,
સંપ ત્યાં તો જંપ છે તે સંપ સુખ નિભાવશે;
જુલ્મી વખત વિચારી વિચાર કરો......મમ. ૩
કુસંપથી કૌરવતણું તો કુળ નિકંદન થયું,
સંપનું જ્યાં નામ નહિ ત્યાં જગ્તે બાકી શું રહ્યું;
સંપે હળીમળી સત્કાર્ય કરો......મમ. ૪

વિનતિ સુણી શિવા તણી હિત સેવક પર કંઇ લાવશો,
ભૂલ કદી કાંઇ હોય તો કૃપાદૃષ્ટિથી ફરમાવશો;
ભક્ત શિવરામ શર્માની જય હજો......મમ. ૫

પેથાપુર શિવલાલ અમથાભાઇ નાયી બ્રાહ્મણ

## વાળંદોને કોણે જગાડયા ?

### ( રાગ—આ હિંદ દેવ ભૂમિ )

એ કોણ છે જે એવા, જેણે વાળંદો જગાડયા;
રેવતીપ્રસાદ, શિવરામ, એણે અમોને જગાડયા. ૧
ભણાવ્યો પાઠ જાતિને, બનાવ્યા નાયી બ્રાહ્મણ;
આપી ઉપવીત સહુને, રચ્યું નાયી વર્ણ નિર્ણય. ૨
શોધ્યા મંત્ર વેદમાંથી, સુણાવ્યો નાદ કાનપુરથી;
ગજવી પરિષદ શિવરામે, રેવતીપ્રસાદની સહાયે. ૩
ધર્યું માસિક કોમની ચરણે, રાખ્યું નામ શર્મા એણે;
કહે શાંતિકર સહુને, વાંચો માસિક પ્રીતે. ૪

મોટીપાનેલી પુંજાભાઇ ગોકળભાઇ વાજા

## સંપ કરો

### ( રાગ-મેરે મૌલા બુલાલે મદીને મુજે )

સુજ્ઞ નાયી બ્રાહ્મણો સર્વે સંપ કરો;
તમ જ્ઞાતિ તણું હિત સાધ્યા કરો......ટેક.
ઉપદેશ કરવા જ્ઞાતિમાં ઉત્સાહથી ફીરતે રહો,
જ્ઞાતિ ઉન્નતિ કરવા સંકટ સર્વે શિર સહો;
નાયી બ્રાહ્મણ જ્ઞાતિને જાગૃત કરો...સુજ્ઞ. ૧

સંપશક્તિના વિના કદી કાર્ય નિજનું નવ થશે,
કુસંપ થકી ઓ ભાઇ મારા કલેશ ઉર ઉપજાવશે;
સંપે હળીમળી બલીદાન દીયો...સુજ્ઞ. ૨

કુધારા જ્ઞાતિમાં ઘણા તેને તમે અટકાવજો,
સીમંત ભોજન બંધ કરવા જ્ઞાતિને સમજાવજો;
જ્ઞાતિવરાનાં ભોજન ત્યાગ કરો...સુજ્ઞ. ૩

બાળલગ્નોની પ્રથાથી કેવાં કજોડાં થાય છે,
તેથી કરીને નારીની નિર્બળતા જણાય છે;
એવાં કજોડાં જલદી અટકાવો તમે...સુજ્ઞ. ૪

શાંતિ સુધારા આપવા જ્ઞાતિકાર્યમાં કુદી પડો,
જ્યાં પડે દુઃખ જ્ઞાતિને જઇને તમે ત્યાં સાથ દો;
નાયી બ્રાહ્મણ જ્ઞાતિની હાય દિલ ધરો...સુજ્ઞ. ૫

ગુજરાત કાઠિયાવાડના સૌ નાયીઓ હરખાય છે,
જ્ઞાતિનું રૂડું જોઇને ખુશી ખુશી સૌ થાય છે;
તેનો વિચાર ભાઇઓ મનથી કરો...સુજ્ઞ. ૬

પંડિત ને શિવરામજી કાર્યક્ષેત્રમાં આગળ ધપ્યા,
તન મન ધન આપીને જ્ઞાતિ ઉન્નતિમાં મચ્યા;
એવા થાવાને શુદ્ધ સંસ્કારી બનો...સુજ્ઞ. ૭

સુત શનાભાઇનો **અંબાલાલ** મારૂં નામ છે,
અસલ વતન સુણાવ છે હાલ ભાતમાં મુકામ છે,
જ્ઞાતિ ઉન્નત જોવા પુરૂષાર્થ કરો...સુજ્ઞ. ૮

**ભાત** **અંબાલાલ શનાભાઇ નાયી બ્રાહ્મણ**

# ખરે ધિક્કાર તે જીવ્યું

## ( ગઝલ )

ભણ્યા બહુ ભાતની વિદ્યા; સુધારી નહિ શક્યા જ્ઞાતિ;
ભણ્યા તે ન ભણ્યા જેવું, ખરે ધિક્કાર તે જીવ્યું. ૧
કરી નહિ જ્ઞાતિની સેવા, ન પોષ્યા જ્ઞાતિ બાળકને;
ભરે છે પેટ પણુ શ્વાનો, ખરે ધિક્કાર તે જીવ્યું. ૨
અનીતિ જ્ઞાતિમાં ચાલે, ન કહીએ કોઇને ક્યારે;
પીછોડી ઢાંકીએ ઉપર, ખરે ધિક્કાર તે જીવ્યું. ૩
ન ન્યાયો સત્યથી કરીએ, અનેરી લાંચ ખાઇને;
નિસાસા સર્વના લેવા, ખરે ધિક્કાર તે જીવ્યું. ૪

કમાણા — છગનલાલ રણછોડદાસ

# વીરાંગના હેમંતબાળા

## રાસ

### ( રાગ—**ભીંતે ઝુલે છે તરવાર** )

પાળો શીયળ વ્રત બેન !
હાંરે બેની પાળો શીયળ વ્રત.
સન્નારીનું લક્ષણ કહેવાય,
હાંરે બેની પાળો શીયળ વ્રત.
એરે વ્રતથી કાંઇ કાંઇક પંકાયે,
સાચી કુલીનતા જળવાય.
* હાંરે બેની સાચી કુલીનતા જળવાય......હાંરે બેની. ૧

---

* દરેક તીજી લીટી આ પ્રમાણે ગાવી.

સીતા દ્રૌપદી કાંઇ દમયંતી જેવીઓ,
શીયળ વ્રત માટે પૂજાય.
*હાંરે એની શીયળ વ્રત માટે પૂજાય........હાંરે એની. ૨
બંગાળ ઇલાકામાં મયમેનસીંગ જીલ્લે,
ખર્મા નામે એક ગામ......હાંરે એની. ૩
બાબુરામ નામે એક ત્યાંનો વાળંદ વીર,
પત્ની તેની તો પંકાય......હાંરે એની. ૪
અઢાર વર્ષની એ જુવાન સુંદરી,
સૌંદર્ય મૂર્તિ જણાય......હાંરે એની. ૫
ચંપા કળીશી નવરંગ સુંદરી,
હાથણુશી જેની છે ચાલ......હાંરે એની. ૬
વાળંદ વીરાંગના એ સુંદરી પર તો,
જગેન્દ્ર મોહીત થાય........હાંરે એની. ૭
ધનવાન પાડોશી એ સુંદરીનો,
અધમ વૃત્તિનો જણાય........હાંરે એની. ૮
ધુતકારીઓ એ નીચ પાપીને,
શીયળ સુંદરીએ તે ઠામ......હાંરે એની. ૯
ધનના તો ઢગ કીધા નરપશુએ,
થઇને એ શ્વાન સમાન......હાંરે એની. ૧૦
ઠોકરે ચડાવી એની ધન દોલતને,
સિંહણ શો કીધો ઘુરકાવ......હાંરે એની. ૧૧
એક દિવસ બાબુ પરગામ ઉપડયો,
સાધ્યો ત્યાં પાપીએ દાવ......હાંરે એની. ૧૨
બાળા સવારમાં જયાં ઇંધન ફાડતી,
પાપી જઇ પહોંચ્યો તે ઠામ......હાંરે એની. ૧૩

પાછળ જઇને તેણે પકડી હેમંતને,
ઓરડા માંહી તે ભરાય......હાંરે બેની. ૧૪
"જરા સબુર મારો છેડો સમારૂં"
કીધું હેમંતે તે ઠામ......હાંરે બેની. ૧૫
હરણીની જેમ દોડી છુટી જ્યાં બેનડી !
લીધો કુહાડો તત્કાળ......હાંરે બેની. ૧૬
કીધો ત્યાં ઘાવ એ પાપીના કપાળમાં,
નાઠો જે ત્યાંથી તત્કાલ......હાંરે બેની. ૧૭
છોડે તે કેમ બેન ખોજી સિંહલડી,
દોડી તે પાપીની પૂઠ......હાંરે બેની ૧૮
એક પછી એક એમ સાત ઘાવ કીધા,
છુંદી નાખી તેની કાય..... હાંરે બેની. ૧૯
ઘરમાં ભરાઇ પાપી ઘડીક જીવીઓ,
ઢળી પડયો ત્યાં તે ઠામ......હાંરે બેની. ૨૦
તેનો સરકારે બેની કેસ ચલાવીઓ,
ફાંસીનો હુકમ ત્યાં થાય......હાંરે બેની ૨૧
ન્યાયાધીશની બેન પ્રશંસા [illegible]યાં,
દિજેલ સજા ફરમાય..... હાંરે બેની ૨૨
ત્યાંની સ્ત્રીઓની એક સભા ભરાયે,
મોતીનાં ફુલડે વધાય......હાંરે બેની ૨૩
સીંદુર ખંજરની ત્યાં ભેટજ પામીયાં,
વાળંદ અમ હેમંત બેન......હાંરે બેની. ૨૪
ધન્ય વીરાંગના ઓ ! ધન્ય તું બેનડી,
ધન્ય તુજ માત પિતાય......હાંરે બેની ૨૫

પાળો શીયળ વ્રત બેન,
          હાંરે બેની પાળો શીયળ વ્રત.
સન્નારીનું લક્ષણુ કહેવાય,
          હાંરે બેની પાળો શીયળ વ્રત.

નડિઆદ                    નારાયણ ખોડાભાઇ વાળંદ

## સૌ નાયી વીર ઉઠો

### ( રાગ—સહુ ચલો જીતવા જંગ )

સૌ ઉઠો નાયી વીર ધરો ધ્વજાને હસ્તે ધ્વજાને હસ્તે,
          યાહોમ કરીને ફરકાવો ભારતમેં...સૌ. ૧
કંઇ કરો પ્રતિજ્ઞા સૌ મળી એક સંપે મળી એક સંપે,
          સંપરૂપી હથિયાર ગ્રહીને પડો તમે સૌ જંગે...સૌ. ૨
ગુલામીરૂપી બેડી તમે સૌ તોડો તમે સૌ તોડો,
          સૌ સાથે મળીને પરતંત્રતાને ફેડો . સૌ. ૩
શેર જેવા શિવરામ શર્મા વીરનર પાકયા વીરનર પાકયા,
          ગુજરાત જગાડયું આજ સંકટો કાપ્યાં...સૌ. ૪
રેવતીપ્રસાદજી શર્મા વીરનર ઉઠયા વીરનર ઉઠયા,
          નાયી બ્રાહ્મણ એમ સાબીત કર્યું ભારતમેં...સૌ. ૫
કંઇ નાતવરા ફરજીયાત વડીલો કરતા વડીલો કરતા,
          સૌ વડીલોને સમજુત આપી છે બંધ કરવા...સૌ. ૬
ગામે ગામ તમે સૌ મંડળો સ્થાપો મંડળો સ્થાપો,
          કળે કળે કરીને કામ તમારૂં સાધો....સૌ. ૭
પ્રભુ પાસે માગો વિનતિ કરીને આજે કરીને આજે,
ગુલામી ટાળી આપો સ્વતંત્રતા આજે......સૌ. ૮

નડિઆદ                    નરસિંહભાઇ છગનલાલ પારેખ

# વેઠનું કલંક દૂર કરો

## ( હરિગીત છંદ )

અજ્ઞાન ને અંધકારની, જંજીર તમથી ના તૂટી,
તો જિંદગી શું કામની, આ વાત વિચારો જરી;
અલ્પ બુદ્ધિના મનુષ્યો, વેઠમાં ગુલતાન છે,
વિચાર જરીએ ના કરે, તો જન્મના હેવાન છે. ૧

જિંદગી બધી એળે ગઇ, પણ વેઠ તમથી ના છુટે,
આ વેઠ જુલ્મી છોડવાને, જાગજો સૌ આ પળે;
ગૌરવ ગુમાવ્યું જ્ઞાતિનું, વળી વેઠને વળગી રહ્યા,
અવસર રૂડો વહી જાય છે, કાં સુસ્ત થઇ બેસી રહ્યા. ૨

આળસ અને નિદ્રા માંહી, વર્ષો કંઇ વીતી ગયાં,
પણ જાગશો ક્યારે તમે, કાં વેઠને વળગી રહ્યા;
જાગ્યા વને વનરાજ ને, પશુ પંખીઓ જાગી ગયાં,
જાગો હવે ઓ નાયીઓ, પરિબળ તમારાં ક્યાં ગયાં. ૩

સત્ય ધર્મના પંથે પળો, કંઇ કામ મર્દોનાં કરો,
તમ જ્ઞાતિમાં જે વેઠ છે, તે તોડવા તત્પર રહો;
આંખો ઉઘાડીને જુઓ, શું થઇ રહ્યું છે જગતમાં,
દૃષ્ટિ તમારી ફેરવો, આ દેશ હિંદુસ્તાનમાં. ૪

આળસ અને નિદ્રા તજી, જાગો તમે નાયી બ્રાહ્મણો,
બગડી ગએલાં ભાગ્ય છે, તે સુધારો સૌ શૂરવીરો;
વખત આવો નહિ મળે, કાં સુસ્ત થઇ બેસી રહ્યા,
અન્ય ભાઇઓ દુષ્ટ દમનને, સૌ ઠોકરે મારી રહ્યા. ૫

તમ જ્ઞાતિની વિજયધ્વજા, ગગને ચઢાવો નાયીઓ,
નિજ ધર્મમાં પ્રાણો જશે, તો સ્વર્ગ અક્ષય પામશો;
તન મન અને ધનથી વળી, તમ બંધુની રક્ષા કરો,
નિજ જ્ઞાતિના ઉદ્ધાર માટે, કલંક વેઠનું પરહરો. ૬

રાજપુર ત્રિકમલાલ રેવાશંકર દ્વિવેદી

## નાયી બ્રાહ્મણો જાગો

### ( રાગ—મેરે મૌલા બુલાલે મદીને મુજે )

સોતે નાયીઓંકો ફીરસે જગાતે ચલો
નાયી બ્રાહ્મણકા ગૌરવ દીખાતે ચલો......ટેક.

કોમ જાગી મુદતો ગફલતમેં સો જાને કે બાદ
અબ તો સોચો ક્યા હૈ કરના આંખે ખુલ જાને કે બાદ
જાતિ સેવામેં તન મન લગાયા કરો...સોતે......૧

ગીર રહી હૈ સબસે નીચી, નાયી જાતિ આપકી
ભાઇ ભાઇ સે હૈ, આપસમેં જુદાઇ આપકી
જાતિ ગંગા કિનારે મિલાતે ચલો...સોતે......૨

અબ જમાના આ રહા વૈદિક ધર્મકા દોસ્તો
રેવતીપ્રસાદજીને કહા અબ નિંદ છોડો દોસ્તો
નાયી બ્રાહ્મણ જગતમેં કહાતે ચલો...સોતે......૩

ભારત સારા ઉઠ ગયા અબ સોચતે કયા દોસ્તો
ગફલતકા પડદા ખોલ કે અબ ઉઠ કે તૈયાર હો
ગુજરાત કાઠિયાવાડકો જગાતે ચલો...સોતે......૪

નાયી જાતિકા હૈ વીર શિવરામ શર્મા આફીન
જાતિ સેવામેં રહા મોજ શોખ અપના છોડકે
નામ વીરોમેં તુમ ભી લીખાતે ચલો...સોતે......૫

સાદરા નાનાલાલ શંકરભાઈ નાયી બ્રાહ્મણ

## નાયીનું ગૌરવ

### ( રાગ–નળદેવ ભીમકની સુતા )

જે જ્ઞાતિના તો પૂર્વજો, નારદ સવિતા દેવ છે,
જે જ્ઞાતિમાં ઋષિ વાયુ ને, હનુમંત જેવા વીર છે;
જે જ્ઞાતિમાં સાવિત્રી ને, સરસ્વતી જેવી દેવીઓ,
તે જ્ઞાતિના ઓ બાલકો, આંખો તમે તો ખોલજો. ૧
ચંદ્રગુપ્ત તો સમ્રાટ જેવા, સમ્રાટ છે અમ જ્ઞાતિના,
એ મૌર્યવંશી રાજા જેવા, રાજા તો આ જ્ઞાતિના;
ભિષ્માવતારી સેન જેવા, ભક્ત તો આ જ્ઞાતિના,
તે જ્ઞાતિના વાળંદ વીરો, આમ તો ઉંઘો છો કાં? ૨
નારાયણી જેવી સતી, આદર્શ નાયી યોગિની.
માત પન્ના જેવી તો છે, રાજ દાસી નાયિની;
મહાદેવ કેરા પુત્ર નાભિક, સ્વામી તો નાયી થયા,
ગૌહત્યા ગૌતમ ઋષિની, ટાળી તે નાભિક હતા. ૩
નાભિકાવતાર બીજનું, નાયી પૂર્વે થઇ ગયા.
તાલકેતુ મંગલાસુર, એ નાયીએ રાક્ષસ હણ્યા,
તે નાયીના વંશજ હવે, ગૌરવ તમે કાં નવ ધરો?
સિંહપુત્ર હોઇ અજપુત્ર રહેવું, એ રાહને છોડી દીઓ. ૪
દમ વગરની વાત નહિ આ, વેદ ને પુરાણની,
વેદ તો એમ જ કહે તો, નાયીઓ ! ગભરાવ કાં;

એ દાખલા મોજુદ છે, તે જાણવાને યોગ્ય છે;
તે છતાં જાણો નહિ તો, આપણાં હીણભાગ્ય છે. ૫
નાચી બચ્ચો સાચ હો તો, સિંહ તું થાજે હવે,
આ સત્ય જાણી લાવજે, એ આપણા ગૌરવને;
ગૌરવ લાવવા માટ તો, આળસ તને છાજે નહિ,
તું માર્ગમાં આવી જઇને, હાક દેજે લોકને. ૬

નડિઆદ — નારાયણ ખોડાભાઈ વાળંદ

## વેઠ છોડો

### ( રાગ—ભૂલ્યો મન ભમરા )

ઉંડીરે નિંદરામાં અમે સાંભળ્યું, સાહ્યબો કરે છે પોકાર;
વેઠીયાં છોડો વિપરીત વેઠને, સાહ્યબો કરે છે પોકાર—ટેક.
નિંદરનાં ઘેરાણાં તમે જાગજો, બોલો કરીને હોંકાર;
દૂર દૂર ફેંકી ધુંસરી વેઠની, બોલો કરીને પોકાર. ઉંડીરે.
જાગોરે બળહીણાં બંધુ બેનડી, વાયરા મુક્તિના વાય;
ઉઠોને અળગી કરી બીકને, બલા વેઠની જાય. ઉંડીરે.
દુબળાં રહેશો રે દિવસ કેટલા, ધ્રુજશો કેટલારે દિન;
મરેલા જીવશો ભઇલા કયાં સુધી, સાવજ બનશો કે દિન. ઉંડીરે
ગાફીલ થઇને ઓઢયાં ગોદડાં, ઘોર્યા દહાડો ને રાત;
જાગો ફરકાવે નેજા સાહ્યબો, ઉજળી કરવાને જાત. ઉંડીરે.
ઉંચો નીચો જગમાં કોઈ નથી, કાઢો કુસંપ ને વેઠ;
દિલની કાયરતા શત્રુ આપણી, આબરૂહીણુ કરે વેઠ. ઉંડીરે.
સાહેબ બોલે સમજો કાયદો, ના હોય જબરાઇની વેઠ;
ડરપોક બંધુ મારો વેઠીયો, કરતો નબળાઇની વેઠ. ઉંડીરે.

નબળાઇ રાખશો વીરા ક્યાં લગી, આવ્યો અવસર જાય;
વેઠીયાં છોડો વિપરીત નેઠને, કુંઅર દુઃખના દૂર થાય. ઉંડીરે.

પાનસર સોમનાથ માસુખરામ દવે

# પરિષદનું નિમંત્રણ

( રાગ-પુનમચાંદની ખીલી પુરી અહીંરે )

જ્ઞાતિબંધુ પધારો વહેલા **કલોલ*** ગામમાં રે,
હૈયે હર્ષ ધરીને આનંદ લાવી ઉર—ટેક.

**સાખી**

ગામે ગામથી આવશે, બ્હેનો ને વળી ભ્રાત;
જ્ઞાતિ પૂજ્યો પધારશે, વેદ વક્તા વિખ્યાત.
નાયી બ્રાહ્મણો સહુ પ્રેમ ધરીને પધારશે રે,
જ્ઞાતિ બંધુ કેરૂં કરવાને કલ્યાણ. જ્ઞાતિબંધુ.

**સાખી**

વખત આવો નહિ મળે, ખર્ચે કોટી દામ;
જ્ઞાતિ ગંગા પધારશે, **કલોલ*** નામે ગામ.
અરસ પરસ મળીશું તજવા તનના તાપને રે,
કરશું ઘણા દિવસના દુઃખો કેરી વાત. જ્ઞાતિબંધુ.

**સાખી**

નેતાની મુખ વાણીનું; શ્રવણ કરીશું જ્ઞાન;
એક પંથ દો કાજ છે, વળી થાશે જ્ઞાતિ પીછાન.
માટે બહેન બંધુને કરૂં છું હું વિનતિ રે,
પધારો પ્રેમ ધરીને વૃદ્ધ યુવાન ને બાળ. જ્ઞાતિબંધુ.

---

* "**કલોલ**" ને બદલે બીજા ગામનું નામ મૂકી શકાશે. **પ્રકાશક**

### સાખી

અનેક બંધુઓ આવશે, લઇ પોતાનો સાથ;
વખત ચૂકયા જો વીરલા,તો ફરી નહિ આવે હાથ.
માટે પળ ચૂકયા તો પસ્તાવો પુરો થશે રે,
કહું છું નમી નમીને જ્ઞાતિનો સંતાન. જ્ઞાતિબંધુ.

### સાખી

સૌ પધારો ભાવથી, હૈયે ધરીને હર્ષ;
બળ બુદ્ધિ ને ધન વધે, આયુષ્ય વધે શત વર્ષ.
એવી આશિષ મુખથી શનાભાઇના સુતની રે,
જ્ઞાતિ બાળક રૂપે કહે દીન અંબાલાલ. જ્ઞાતિબંધુ.

ભાત — અંબાલાલ શનાભાઈ નાયી બ્રાહ્મણ

## દુનિયામાં ડુબ્યા કોણ ?

### ( રાગ–ઝેર ગયાં ને વેર ગયાં )

મોટાઇ લેવાને માટે, જ્ઞાતિવરાઓ જે કરતા;
આવકનો વિચાર કરે નહિ, તે જન દુનિયામાં ડુબ્યા. ૧
ભણતાં જેણે આળસ કીધી, નકામા દિવસ ખોયા;
આંધળા પેઠે લાગ્યા અથડાવા તે જન દુનિયામાં ડુબ્યા. ૨
ગુલામીનાં કામો કરીને, પાણીને મૂલે વેચાયા;
માણસ મટીને બન્યા પશુ, તે જન દુનિયામાં ડુબ્યા. ૩
જ્ઞાતિ હિતમાં ચિત્ત ન ચોંટયું, ખરા ધર્મને જે ભૂલ્યા;
સેવાની કિંમત ન જાણી, તે જન દુનિયામાં ડુબ્યા. ૪
જ્ઞાતિનાં પંચ ભેગાં કરીને, ગુન્હા જેણે બહુ કાઢયા;
ન્યાય કર્યો વળી પક્ષપાતથી, તે જન દુનિયામાં ડુબ્યા. ૫

જન્મ ધર્યો જે જ્ઞાતિની માંહી, લાગણી હૃદયે ના રાખી;
જીવતર બધું ગયું નકામું, તે જન દુનિયામાં ડુબ્યા. ૬

કરમસદ ખોડાભાઇ ભીખાભાઇ માસ્તર

## લીમ્બચ દેવીનો આર્તનાદ

### ( રાગ—ઝેર ગયાં ને વેર ગયાં )

નાયી બ્રાહ્મણને સંબોધી, લીમ્બચ માજી શું કહે છે;
જય થાઓ ઓ પુત્ર માહ્યરા, આનંદે મુખથી ઉચરે છે, ૧
લેશ બીજાનો ડર રાખો નહિ, સંપ કરીને સૌ સાથે;
વિજય વાવટો ફરકાવાને, આળસ સઘળું ત્યાગોને. ૨
સંદેહ સઘળા મનના ખોઇ, ધુંપદ સઘળું બાળોને;
ઠરાવ કરીને સારા સારા, ઉત્તમ કાર્ય ઉપાડોને. ૩
વિરોધને તો શાંતજ કરવા, આજે પ્રતિજ્ઞા હું લઉં છું;
નાયી બ્રાહ્મણની વ્હારે ધાવા, દૈવી પ્રકૃતિ પ્રકટું છું. ૪
વિરોધ તમારો જે કરશે તે, ગુન્હેગાર મુજ કહેવાઇ;
ટુંક સમયમાં શિક્ષાનું ફળ, નજરે જોશે તે ભાઇ. ૫
પાંચ વર્ષની પૂર્વે તમોએ, મુજ પર શ્રદ્ધા રાખી નહિ;
જેથી કરીને દુઃખ બહુ તમને, પડયું હશે નાયી ભાઇ. ૬
પેપર કાઢી પ્રેરણા કીધી, કચ્છી કાઠિયાવાડી સહુ;
ગુજરાતનાં અંગ બનીને, પ્રાંતિક ચરણે નામી જાઉ, ૭
નાયી બ્રાહ્મણ નામ દીપાવો, ભૂમિભાર ઓછો કરવા;
કઢંગી રૂઢિઓને ત્યાગો. જ્ઞાતનાં દુઃખડાં હરવા. ૮
બાળલગ્નને બંધજ કરીને, પ્રેતભોજન પણ ત્યાગોને;
જ્ઞાતિ પાછળ દેહજ અર્પી, વૃદ્ધ વડીલ એક થાઓને. ૯

યુવકની તો ફરજ એજ છે, જ્ઞાતિસેવા કરવાની;
વિદ્યાર્થી સૌ વાત વિચારો, સ્વયંસેવક બનવાની. ૧૦
પરિષદોમાં લેકચર આપી, અસર સારી જમાવોને;
જ્ઞાતિ હિતનાં કાર્યો કરવા, સભામાં જોડાઓને. ૧૧
છેવટે છે અરજ મારી, ગુણ કર્મ સુધારીને;
ઉપવીતધારી આપ બનો સૌ, લીમ્બચ કહેણુ સ્વીકારીને. ૧૨

ભાનેર — શંકરલાલ જેઠાલાલ શર્મા

## કુસંપ છોડો

### ( હરિગીત છંદ )

સુસંપ બળ વિના બધું, ગૌરવ હવે ગુમ થાય છે;
પડતી દશા નાયી જ્ઞાતિની, કુસંપથી થઇ જાય છે. ૧
કુસંપ ઝગડા જ્ઞાતિના, ન્યારા કરો ઓ નાયીઓ;
શુભ જ્ઞાતિ સેવા અર્પવા, કંઇ જ્ઞાન અંતરમાં ધરો. ૨
કુસંપના પાપે કરી, બેહાલ સર્વે થાય છે;
બાળલગ્નોના પ્રતાપે, વિદ્યા વિસરી જાય છે. ૩
સત્યનો જય છે સદા, નિર્માલ્ય નર નિંદાય છે;
શૂરવીર થઇ આગળ ધસી, નાયી બ્રાહ્મણ કહેવાય છે, ૪
નાયી જ્ઞાતિના વરા, સૌ સંપથી અટકાવજો;
હિંમત ધરીને હોંશથી, ખોટા રિવાજો કાપજો. ૫
વિદ્યા વસી નહિ જ્ઞાતિમાં, અભણ રહી અથડાય છે;
જુલ્મ ને અપમાન બંને, સાથે ગળી જાય છે. ૬

ગાંઠીયોલ — શામળભાઇ ગુલાબચંદ નાયી

# જ્ઞાતિ સુધારવા શું કર્યું ?

## ( હરિગીત છંદ )

કંઇ છાપ જ્ઞાતિ શેઠની કે પંચ પટલની લઇ ફર્યા,
ઘરકાજ સઘળું છોડીને રે પંચમાં પહેલા ગયા,
હાંકયા તડાકા અવનવા શું જ્ઞાતિ હિત હૈડે ધર્યું,
કાપી કુધારા જ્ઞાતિમાં સુધારવાને શું કર્યું. ૧

મૃત્યુ પુંઠે ને અન્યમાં ખોટા જમણવારો થતા,
એ ભાર રૂપ વૃથા રિવાજો ટાળવાને શું કર્યું;
કંઇ અન્ન વસ્ત્રો વીણ મરે જોતાં ગરીબ કુટુંબમાં,
રે એ ગરીબી ટાળવા આપે કહોને શું કર્યું. ૨

કોઇક ભણી પંડિત બન્યા ને પદ્વિ મોટી પામીયા,
આપ્યું ન ઉત્તેજન અન્યને તો એ ભણીને શું કર્યું;
ધારા ઘડેલા નિજના કંઇ સ્વાર્થ આડે તોડતાં,
રેંસે બિચારા રંકને પણ કાંધીયાને શું કર્યું. ૩

થાએ બૂરૂં બહુ બાળલગ્ને તેમ લગ્ને વૃદ્ધમાં,
ને થઇ કજોડાં પાપ વધતાં તે નિમિત્તે શું કર્યું;
વિદ્યા અગર વય ગુણ કંઇ જોવાય ના વર શોધતાં;
કુળવાન નામે જોઇ જોડે વેંગ તેમાં શું કર્યું. ૪

વિના શ્રમે વસુ ગાંઠવા કન્યા પશુ સમ વેચતા,
એવા હરામી આળસુને દંડવાને શું કર્યું;
ઉદ્યોગ વીણ કંઇ આથડે ભુંડા ભિખારી હાલમાં.
ઉદ્યોગ પર વળગાડવા બોલો તમોએ શું કર્યું, ૫

દબડાવીને નાણું કઢાવ્યાં રંક રાંડી રાંડનાં,
સુતા લઇ જે સાંઢીયા તેને કહોને શું કર્યું;
ગાયે ફટાણાં સુંદરી સુણતાં સહોદર લગ્નમાં,
સુણી કરો ગીલગીલીયાં એ શર્મ માટે શું કર્યું. ૬

કુટુંબમાં વાંધા પડે તકરાર લાવે પંચમાં.
તો પક્ષ ને રૂશ્વત વિના ઇન્સાફ માંહે શું કર્યું
અન્યાય અત્યાચાર ને જુલ્મો વધ્યા નીતિભ્રષ્ટમાં.
આવી અધમતા અંધશ્રદ્ધા માંહ્યે તમે શું કર્યું. ૭

સુસંપ ને વિદ્યા વિના માનવ વિહોણા થઇ રહ્યા,
નેતા બની તમ નાતના ઉદ્ધારમાં કહો શું કર્યું;
વધતો જતો આગળ હવે યુવાન બંધુ નવયુગમાં,
જો ના વધો આગળ તમે તો શ્રેય માટે શું કર્યું, ૮

આદર્શ રૂપ રસ્તો ગ્રહ્યો કંઇ કોડમાં નેતા બની,
પણ જાતનું કે નાતનું ના થાય ભલું તમ કામથી;
માથું મુંડાવી હસ્તમાં લ્યો લાકડી ને તુંબડી,
ગિરિ કંદરામાં જઇ વસો કલ્યાણ થાએ આત્મથી. ૯

જેતલપુર — નારાયણ આશારામ જેતલપુરીઆ

## આપણી અવદશા

### (લલિત છંદ)

અરર બંધુઓ શું થયું અરે, અવદશા દીસે આપણી ખરે;
આળસમાં બધું આપણું ગયું, માન સૌ હવે દૂર જઇ રહ્યું. ૧
ઉંઘ આપણી તો ઉડે નહિ, ડંખ લાગીઓ ગુલામીનો સહી;
વિષ તો ઘણું વ્યાપીયું હવે, જાણ તો થયું સૌ અનુભવે. ૨

જ્ઞાતિબંધુઓ વૈતરાં કરે, અધમ થઇને પેટડાં ભરે;
એવી લાલચો છોડજો તમે, દિલ ખોલીને કહું છું આ સમે. ૩
એકતા કરી કમર સૌ કસો, ઝેરવેરથી વેગળા વસો;
ઉદય આપણો એહથી થશે, કષ્ટ ભ્રષ્ટતા જ્ઞાતિની જશે. ૪
દોષની ક્ષમા સર્વની ચહુ, અલ્પ બુદ્ધિએ શું કહું ઘણું;
દાસ અંબુએ વિનતિ કરી, જ્ઞાતિ કાર્યમાં નવ ડરો જરી. ૫

ભાત અંબાલાલ શનાભાઇ નાયી બ્રાહ્મણ

## વડીલોને વિનતિ

### (રાગ—નળદેવ ભિમકની સુતા)

કુરિવાજો દૂર કરી તમ બાળકોને કેળવો,
ધન વિદ્યા યશ તણી આશિષ પુત્રની મેળવો;
અભણ રહ્યાં તમ બાળકો ને ઢોંગીઓ પોષાય છે,
જ્ઞાતિ તણી તો અવદશા વિદ્યા વિના બહુ થાય છે. ૧
આજના તમ દીકરા ભાવિ પ્રજાના તાત છે,
ધર્મ વિદ્યા જો શીખે તો જ્ઞાતિના પોબાર છે:
નાયી તણું જે કર્મ તે આ દેહનો શણગાર છે,
તે છતાં ના કેળવો તો એ તમારી ભૂલ છે. ૨
જ્ઞાતિ તણા બહુ બાળકો વિદ્યા વિના અથડાય છે.
લક્ષ્મી તણું પાણી હવે ફેશનમાં બહુ થાય છે;
મોજો વધ્યા શોખો વધ્યા ખર્ચા વધ્યા આ જ્ઞાતિમાં,
તે છતાં પકડી રહ્યા અદેખાઇ કેરી દાઝમાં. ૩
અતિ હોંશ ને ઉલ્લાસથી જ્ઞાતિ સભાઓ સ્થાપજો,
તમ બાળકો સુધારવાને શીખ ઘણેરી આપજો;

જ્ઞાતિના વીરે તણી કદર હવે ક્યાં થાય છે,
સેવા તણો બદલો હવે ઝેરવેરમાં સમાય છે. ૪
ભક્ત સેના તો થયા પવિત્ર નાયી જ્ઞાતિમાં,
એવા નર ઘણેરા પાકજો આ દેશ હિંદુસ્તાનમાં;
વિદ્યા મેળવી બાળકો આશિષ તમને આપશે,
દાસ **અંબાલાલ** કહે દુઃખડાં પ્રભુ સૌ કાપશે. ૫

કુંડાલ **અંબાલાલ મગનલાલ નાયી બ્રાહ્મણ**

## નાયી બંધુઓ સંપ કરો

### (રાગ—મેરે મૌલા બુલાલે મદીને મુજે)

સર્વે નાયી બંધુઓ હવે સંપ કરો
ખોટી ગુલામીઓને તમે બંધ કરો............ટેક.
અધમ સ્થિતિ થઇ આપણી ગુલામીના બંધન થકી,
મૂળ તેનું કાઢવા ઉપાય હવે બીજો નથી;
સંપ પ્રથમ પગથીએ પગ ધરો............સર્વે.
ઇર્ષ્યા અને અભિમાન તજી સહુ રહેમ હૃદયમાં રાખજો,
સંપ સજ્જડ તો કરી તમ કાર્ય સઘળાં સાધજો;
જ્ઞાતિ ઉન્નતિની દાઝ દિલમાં ધરો............સર્વે.
જશ લઇ જગની વિષે તમ નામ અમર રાખજો,
જનુની તણી કુખને દીપાવા શ્રમ ઘણો ઉઠાવજો;
એવા મર્દ બની તમે સેવા કરો............સર્વે.
સંકટ પડે તમ કાર્યમાં પણ હોંશ દિલમાં રાખજો,
શક્તિ આપો માત લીમ્બચ જગે જગે જશ પામજો;
માત કાર્ય અમારાં સર્વે સિદ્ધ કરો............સર્વે.

લાંઘણુજ મધે વાસ છે મમ પિતા ડુંગરદાસ છે,
તે તણો હું સુત છું મમ નામ **મગનલાલ** છે.
જ્ઞાતિસેવાનો લાભ સહુ ખંતથી લીયો..............સર્વે.

લાંઘણુજ — મગનલાલ ડુંગરદાસ નાયી બ્રાહ્મણ

## સ્વાગત

### ( રાગ—ધનાશ્રી )

પધારો ગુણીયલ વીર પરિષદે પધારો ગુણીયલ વીર—ટેક.
જયોત પ્રકટાવી જીવન હૈડે હણોને ઘોર તિમિર. પરિષદે.
હૈડાં લોચન દર્શન કરવા હેતે બન્યાં છે અધીર. પરિષદે.
સમાજ દિલે વસતા સૂજનને ધરો ભોગ રૂચીર. પરિષદે.
પુનિત પગલે પાવન થાતાં વાય સુગંધ સમીર. પરિષદે.
પવિત્ર ગંગ પ્રવાહે ન્હાતાં બનીએ શુદ્ધ શરીર. પરિષદે.
નિર્મલ ઝરણું નિશદિન ઝીલીએ પીએ અમર નીર. પરિષદે.
તીર્થયાત્રા સ્વર્ગીય સુખદ અન્ય મનાય કથીર. પરિષદે.
મોહન સર્વે મમતા મૂકી હણો કુઅઘ સધીર. પરિષદે.

સુંઢીયા — મોહનલાલ દેવચંદ માસ્તર

## જ્ઞાતિ હિતેચ્છુઓ જાગો

### ( રાગ–ગૌ કરેરે પોકાર )

હાક પડી વીર નર જાગો હો, જ્ઞાતિ હિતેચ્છુ વીર જાગો હવે;
પરતંત્ર બેડી તોડો તમે, જ્ઞાતિ હિતેચ્છુ વીર જાગો હવે.
જગતમાં આવી આપણે શું કામ કીધું,
જ્ઞાતિની સેવામાં દિલ નવ દીધું;
મનુષ્ય જીવન એળે ખોયું હો, જ્ઞાતિ હિતેચ્છુ વીર જાગો હવે.

દુનિયામાં આવીને જે જ્ઞાતિદ્રોહી બનશે,
પ્રભુ એનું કલ્યાણ નહિ કરશે;
શ્યામ વદન લઇ ફરશે હો, જ્ઞાતિ હિતેચ્છુ વીર જાગો હવે.
આપણા બાળકોને નિશાળે ભણાવો,
કેળવણીનું કાંઇ જ્ઞાન અપાવો;
પ્રથમ પગથીએ ચઢાવો હો, જ્ઞાતિ હિનેચ્છુ વીર જાગો હવે.
મુખ્ય નેતાઓ કેમ બેસી રહ્યા છો,
અમ પઢીએ કક્કો ને પોતે જોઈ રહ્યા છો;
કમર કસીને વહેલા આવો હો, જ્ઞાતિ હિતેચ્છુ વીર જાગો હવે.
કુંભકરણ જેવી નિદ્રાને ત્યાગો,
વિવેક વિચારી તમ ચક્ષુ ઉઘાડો,
આળસ તજીને વહેલા આવો હો, જ્ઞાતિ હિતેચ્છુ વીર જાગો હવે.
હાથ જોડીને કાંઇ શિવો સર્વે કહે છે,
ઠામ પેથાપુર ગામમાં રહે છે,
શાતિ હૃદય દિલ દે છે હો, જ્ઞાતિ હિતેચ્છુ વીર જાગો હવે.

**પેથાપુર** **શિવલાલ અમથાભાઇ નાચી બ્રાહ્મણ**

## સહૃદયી પુરુષોની મહત્વાકાંક્ષા

**( રાગ–ઓધવજી સંદેશો કહેજો શ્યામને )**

એવોરે દિવસ તે ક્યારે આવશે,
ભૂલી જઇએ વેર તણા વિખવાદજો;
વૃત્તિઓ વળસે નિજ જ્ઞાતિની સ્નેહમાં,
સંપ તણો જાણીશું પ્રબળ પ્રભાવજો. એવોરે. ૧
બાપ સમા દેખીશું વૃદ્ધ વડીલને;

સરખાઓને માનીશું નિજ ભ્રાતજો;
પુત્ર સમ દેખીશું બાળ તમામને,
ભેદતણો તો ભૂલી સઘળો ભાવજો. એવોરે. ૨

ઉર્મીઓ આનંદની ઉરમાં છુટશે,
સુખીયાં દેખી જ્ઞાતિ તણાં સંતાનજો;
દુઃખીયાં દેખી દિલડાં સૌનાં દાઝશે,
સુખીયાં કરવા અર્પીશું ધન પ્રાણજો. એવોરે. ૩

જ્ઞાતિબંધુમાં સંપ સદાય વધારવા,
રાખીએ ઉરમાં અતિ ઘણો અભિલાષજો;
વિરોધીઓનાં મન પણ નિજભણી વાળવા,
સદાય રહેવું ખડે પગે તૈયારજો. એવોરે. ૪

જુદા જુદા ધંધા કરીશું ખંતથી,
તજી દઇ સૌ આળસ ઉંઘ પ્રમાદજો;
ગામો ને શહેરોમાં સભા સ્થાપશું,
કરવા સાચો સ્વજ્ઞાતિનો ઉદ્ધારજો. એવોરે. ૫

બીન જરૂરી ખર્ચો કટકટ કાપશું,
પ્રેત ભોજન તો કરીશું તદ્દન ત્યાગજો;
બાળલગ્ન પણ બળ કરી હાંકી કાઢશું,
બાળ પ્રજાની ધરી હૈયે દાઝજો. એવોરે. ૬

પરિષદ સમયે સૌ જન મળશું એકઠા,
સુધારવા આ સડી ગએલ સમાજજો;
રૂઢિનાં બંધન પણ ફટફટ તોડશું,
સમય વિચારી કરવા સઘળાં કામજો. એવોરે. ૭

પ્રચાર કરવા દેશ વિદેશે ઘુમશું,
નાના મોટા ગરીબને ધનવાનજો;
સુતેલી જ્ઞાતિને ત્વરીત જગાડવા,
એવા દિનની અંબુ રહ્યો જોઇ વાટજો. એવોરે. ૮

ભાત અંબાલાલ શનાભાઈ નાયી બ્રાહ્મણ

## ઉત્તમ તમારી જાતિ

( રાગ-બ્રહ્માનંદ કાવ્યનો )

ઉત્તમ તમારી જાતિ, કહેવાય વહાલા નાયી;
સમજણ રાખો કાંઇ, થાઓ ન બેવફાઇ...ટેક.
ઓ પૂર્વજો અમારા, કરો જ્ઞાતિના સુધારા;
ટાળો હવે કુધારા, સમજણમાં સમાઇ ઉત્તમ.
નીચકૃત્ય હાથે કરીએ, નીચકર્મમાં સમાઇએ;
અંધ થઇને કુવે પડીએ, લાલચથી લપટાઇ. ઉત્તમ.
સુકીત કાર્યો કરીએ, ઉજવળ થઇને ફરીએ;
લીમ્બચ દેવીને નમીએ, જ્ઞાતિ કલ્યાણકારી. ઉત્તમ.
કોઇ અમર નામ કરવા, હૃદય વિચાર ધરજો;
પગલું વિચારી ભરજો, દુનિયા નથી સદાની. ઉત્તમ.
ઓ લીમ્બચ માત મારી, ચત્રુભુજ ખડગ ધારી;
તમ પુત્રો લે બચાવી, મમ્ માયા આનંદકારી. ઉત્તમ.
સત્ય પંથ કંઈ જવાએ, હમ નમીએ તમને પાયે;
વિનતિ કરી શિવાએ, જ્ઞાતિ તણા હિતકારી. ઉત્તમ.

પેથાપુર શિવલાલ અમથાભાઇ નાયી બ્રાહ્મણ

# ગ્રંથમાળાના સભ્યો

ગુજરાત પ્રાંતિક નાયી બ્રાહ્મણ સભાને અંગે ચાલતી નાયી બ્રાહ્મણ ગ્રંથમાળાના એકી સાથે રૂા. ૧૦ આપી જિંદગી પર્યંતના સભ્ય થનારનાં નામ—

શિવરામ ભુલાભાઇ, વસો
વાડીલાલ જેઠાલાલ, અમદાવાદ
શંકરલાલ છગનલાલ, નડિઆદ
ભીખનપ્રસાદ પીતાંબરજી, જોગણ
સોમેશ્વર વિઠ્ઠલદાસ, કપડપુર
ફુલચંદ મગનલાલ, અમદાવાદ
કુબેરદાસ માધવજી, ભાવનગર
ડાહ્યાભાઇ ભુલાભાઇ, નડિઆદ
રણછોડભાઈ ભાઇજીભાઇ, પેટલાદ
દેવજીભાઇ રતનાભાઇ, ભાવનગર
નારાયણ ફુલચંદ, પેટલાદ
ધુળાભાઇ હરિભાઈ, દેદરડા
પુરુષોત્તમ ધુળાભાઈ, નડિઆદ
મોતીલાલ મથુરદાસ, ડભાણ
કેશવલાલ નારણદાસ, હલદરવાસ
જીવરામ ભાઇચંદ, ખુંટજ
લીલાધર ઝીણાભાઇ, કુમીયાણી
મોહનલાલ અંબારામ, મહેમદાવાદ
છગનલાલ રણછોડદાસ, કમાણા
ડોક્ટર પી. બી. વૈદ્ય, નેત્રા
અરજણભાઇ ઝીણાભાઇ, વર્ધા
બાબરભાઈ નાથાભાઇ, ઢુંણાદ્રા
પરશોતમ ઉગરાભાઈ, મીઠાધરવા
અંબાલાલ વિઠ્ઠલદાસ, લાડોલ
સોમેશ્વર ફુલચંદ, મેહમદાવાદ
બબલદાસ પ્રભુદાસ, વસો
પોચાલાલ બાપુજી, ડાસરા
મોહનલાલ ચેલારામ, શંખારી
મણીલાલ અંબારામ, ભાલક
શંકરલાલ જેઠાલાલ, ભાનેર
નાનાલાલ શંકરભાઇ, સાદરા
મેલાભાઇ મગલભાઈ, મહુધા
અંબારામ નાથાભાઇ, સરખેજ
ખોડાભાઇ ભીખાભાઇ, કરમસદ
માધુભાઇ કીશોરભાઇ, સાદરા
કીશોરભાઇ નાથાભાઇ, હલદરવાસ
રણછોડલાલ નાથાભાઇ, ચાંગા
મહીજીભાઇ સોમાભાઇ, અડાસ
મોતીલાલ પ્રાણજીવન, અમદાવાદ

# પુસ્તકો ખરીદો

ગુજરાત પ્રાંતિક નાયી બ્રાહ્મણ સભાને અંગે ખોલવામાં આવેલા નાયી બ્રાહ્મણ પુસ્તક ભંડારમાં નીચેનાં પુસ્તકો મળે છે—

| પુસ્તક | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|
| ૧ નાયી વર્ણ નિર્ણય | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| ૨ સંધ્યા | ૦—૦—૬ | ૦—૦—૬ |
| ૩ પવિત્ર કોણ બ્રાહ્મણ કે નાયી | ૦—૦—૬ | ૦—૦—૬ |
| ૪ નાયી બ્રાહ્મણ કાવ્યમાળા ભાગ ૧ લો | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૫ નાયી બ્રાહ્મણ કેવી રીતે | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૬ નાયી બ્રાહ્મણ કાવ્યમાળા ભાગ ૨ જો | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૭ નાયી બ્રાહ્મણ પ્રદીપ | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૮ નાયી કુલકી ઉત્પત્તિ | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૯ લીમ્બચ ગરબાવળી | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૧૦ સેના આખ્યાન | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૧૧ વડોદરા રાજ્યના ના.બ્રા. વેરીયા નથી | ૦—૧—૦ | ૦—૦—૬ |

ઉપરાંત (૧) નાભિક પુરાણ (૨) ક્યા નાયી બ્રાહ્મણ હૈ (૩ લખનઉ શાસ્ત્રાર્થ (૪) નાયી બ્રાહ્મણ ભજનાવળી (૫) નાયી શ્રે (૬) મોહન મોહ વિદ્રાવણ (૭) નારદ ભક્તિસૂત્ર (૮) સતી નારાયણ (૯) નાયી દીપમાલિકા અને (૧૦) માતા પન્ના વગેરે હિંદી પુસ્તકો તેમજ પરિષદોના ફોટાઓ, લીમ્બચ માતાની સુંદર છબીઓ તથા નાયી બ્રાહ્મણ હિતેચ્છુ માસિકની પાછલા વર્ષની ફાઇલો પણ મળશે. લખો—

જમાલપુર દરવાજા પાસે
**અમદાવાદ**

મેનેજર
**નાયી બ્રાહ્મણ પુસ્તક ભંડાર**